ભોજલરામબાપા પ્રાગટ્ય મહોત્સવ પ્રસંગે દીપ પ્રાગટ્ય તથા CDનું વિમોચન કરતા પૂજ્ય સ્વામીજી, મુખ્યમંત્રી શ્રી નરેન્દ્રભાઈ મોદી તથા મહાનુભાવો- ફતેહપુર

ગૌચર સુધારણા અભિયાનનો પ્રારંભ કરાવતા પૂજ્ય સ્વામીજી

નવિનભાઈ દવેના નૂતન આવાસે સંતોની પધરામણી-રીબડા

SGVPમાં નૂતન પ્રવેશ પામેલા વિદ્યાર્થીઓ

સંસ્કૃત પ્રશિક્ષણ શિબિરમાં ઉપસ્થિત દેશભરના શિક્ષકો

ચંદનના વાઘાથી સુશોભિત શ્રી ઘનશ્યામ મહારાજ-SGVP

-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાત:સ્મરણીય પ. પૂ. ગુરુદેવ
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

# ગુરુકુલ દર્શન


વર્ષ-૫, જૂન-૨૦૧૩, અંક-૬

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાત:સ્મરણીય શ્રી જોગીસ્વામી
: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

| | |
|---|---|
| પ્રકાશક | : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી |
| તંત્રી | : પાર્ષદ શ્રી શામજી ભગત |
| સંપાદક | : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી |
| કલા સંયોજન | : હરિકૃષ્ણ ગ્રાફિક્સ, ગોવિંદ બાંટવા |
| વ્યવસ્થાપન | : જગજીવનભાઈ પટેલ |
| તસ્વીર | : જી. વિઝન |
| મુદ્રક | : સૂર્યા ઓફસેટ |

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

લવાજમ અંગે પત્રવ્યવહાર


'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ
ગુરુકુલ રોડ, મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail : darshan@sgvp.org


## બાલમ અબ ના રે તરસાવો

બાલમ અબ ના રે તરસાવો
બીત રહા યે સાવનવા
બરસ રહે હૈ બાદલ બાલમ
તરસ રહે યે નૈનનવા...બાલમ
ઉજરે ઉજરે વન ઉપવન યે
તુમ બિન ઉજરા આંગનવા...બાલમ
માસ બરસ બીતે કઈ બાલમ
સુધ બિસરાઈ સાજનવા...બાલમ
કિસ કારણ રૂઠે હો પ્રીતમ
બૂઝત ના પાગલ મનવા...બાલમ
પરદેશી સે પ્રીત લગાઈ
ભૂલ ગયે ક્યા આપનવા...બાલમ
માધવ કે મનકી ક્યા જાનૂ
બડ હતભાગી જોબનવા...બાલમ

-સ્વામી માધવપ્રિયદાસ

# ભગવાન વેદવ્યાસજી

- પાર્ષદ શામજી ભગત

વ્યાસદેવ ભારતીય સંસ્કૃતિના આદ્ય પ્રણેતા તરીકે સુવિખ્યાત છે. વેદ સંહિતાઓનું વિભાગીકરણ કરીને વૈદિક જ્ઞાનને લોકહિત માટે સરળ બનાવ્યું તેથી તેઓ 'વેદવ્યાસ' કહેવાયા. 'વ્યાસ' શબ્દનો અર્થ 'વિસ્તાર કરનાર' એવો થાય છે. જે વૈદિક શાખાઓનું પૃથક્કરણ કરીને વ્યાસજીએ સમાજ સમક્ષ પ્રસ્તુત કર્યું તેને આજે આપણે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ તરીકે ઓળખીએ છીએ. આ અર્થમાં વ્યાસજીનું પ્રદાન ભારતીય અધ્યાત્મવિદ્યામાં પાયાનું પ્રદાન છે.

આજે આપણે વેદ અને વ્યાસજીને માત્ર નામથી જ જાણીએ છીએ. મૂળ વેદ સંહિતા એક જ છે, જેને ઋચાઓ (મૂળ મંત્રો), યજ્ઞપરક મંત્રો, ગાન કરવાના મંત્રો અને લોક કલ્યાણ કરનારા મંત્રોમાં વિભાજીત કરીને વ્યાસજીએ ચાર વેદો તરીકે આપ્યા છે. આ ચારેય વેદોને એક સત્શાસ્ત્ર તરીકે ભગવાન શ્રી સ્વામિનારાયણે શિક્ષાપત્રીમાં પોતાને ઈષ્ટ એવા આઠ સત્શાસ્ત્રોમાં પ્રથમ સ્થાન આપેલું છે અને વેદ ભણવાની, ભણાવવાની અને એની કથા કરવાની પણ આપણને સૌને શ્રીજી મહારાજે આજ્ઞા આપેલી છે.

વેદ અને વૈદિક સંસ્કૃતિના પુનરોદ્ધારક તરીકે વ્યાસજી મહાન તત્ત્વજ્ઞ આચાર્ય તરીકે પૂજનીય છે. તેઓ સર્વજ્ઞ, સત્યવાદી, સાંખ્ય, યોગ, ધર્મશાસ્ત્ર વગેરેના જ્ઞાતા અને દિવ્ય દૃષ્ટિ ધરાવનારા સત્પુરુષ છે. વ્યાસજી માટે 'છે' શબ્દ વાપરવો જોઈએ, કારણ કે વ્યાસજી ચિરંજીવી છે. હજુ પણ ભગવાન વેદવ્યાસજી વિદ્યમાન છે. પોતે દિવ્ય દૃષ્ટિ ધરાવનારા હતા એટલું જ નહિં, પરંતુ બીજાને દિવ્ય દૃષ્ટિ અપાવા સમર્થ હતા. મહાભારતનું યુદ્ધ પ્રારંભ થયુ તે પહેલાં ધૃતરાષ્ટ્રને તેઓ દિવ્યદૃષ્ટિ આપવા ખાસ પધાર્યા પરંતુ બહાર અને અંદર બન્ને રીતે અંધ ધૃતરાષ્ટ્ર એની કૃપા ઝીલી ન શક્યા અને વ્યાસદેવે સંજયને દિવ્ય દૃષ્ટિ પ્રદાન કરેલી.

પ્રાચીન ઋષિ વિષયક વ્યાખ્યામાં આર્ષદૃષ્ટા, ક્રાન્તદર્શી કવિ, અસામાન્ય પ્રતિભા, અગાધ વિદ્વત્તા તેમજ અપ્રતિમ સંગઠન કૌશલ્યને ધારણ કરનારા અને મૂર્તિમાન જ્ઞાનાવતાર ભગવાન વેદવ્યાસજી વિષ્ણુના ૨૪ અવતારોમાંના ૨૧માં અવતાર તરીકે મનાયા છે, પૂજાયા છે.

શ્રુતિ એટલે વેદ, સ્મૃતિ એટલે ધર્મશાસ્ત્ર અને પુરાણોમાં અભિવ્યક્ત થતા સનાતન હિન્દુ ધર્મના પ્રધાન વ્યાખ્યાતા વ્યાસજીએ મહાભારત જેવા ઈતિહાસ ગ્રંથની રચના કરીને ભારતીય સંસ્કૃતિને બદલાતા દેશ-કાળ-પરિસ્થિતિ અનુસાર નૂતન સ્વરૂપ આપીને જીવંત અને જવલંત ધર્મતત્ત્વોનું ઉદાહરણ પુરું પાડ્યું છે. તેથી મહાભારતને પાંચમા વેદ તરીકે સ્થાન મળેલું છે.

॥ ભારતસ્તુ પંચમો વેદઃ ॥ જાણે ચારેય વેદમાં રહેલું ગૂઢ રહસ્યમય જીવનતત્ત્વ તેમણે કથાના માધ્યમથી ઈતિહાસ તરીકે સરળ રીતે પ્રગટ કરી દીધું.

મહાભારત અંતર્ગત શ્રીમદ્ ભગવદ્ગીતા જેવું રત્ન વ્યાસદેવની કૃપાથી સમગ્ર સંસારને પ્રાપ્ત થયું, જેમાં ભગવાન શ્રીકૃષ્ણનો અમર સંદેશ સમગ્ર માનવજાત માટે સુલભ બન્યો છે. વિશ્વના તમામ ધર્મના લોકો અને હિન્દુધર્મ વિષે સૂગ ધરાવનારા લોકો પણ

ભગવદ્‌ગીતામાંથી જીવનનું અમૃત પ્રાપ્ત કરે છે. આ ભગવાન વેદવ્યાસજીની અપાર કરુણાનું પ્રતીક છે. આવા કરુણાસભર વ્યાસજીને મહારાજ યુધિષ્ઠિરે પોતાના રાજ્યકાળ દરમિયાન 'ભગવાન'ની ઉપાધિ આપેલી છે.

भगवानेव नो मान्यो भगवानेव नो गुरुः ।

भगवानस्य राज्यस्य कुलस्य च परायणम् ॥

'ભગવાન વ્યાસજી અમારા માટે અત્યંત પૂજનીય અને ગુરુ છે. અમારા રાજ્ય અને કુળના તેઓ શ્રેષ્ઠ આચાર્ય છે.'

મહાભારત અને અન્ય પુરાણોમાં વ્યાસની પણ કથાઓ પથરાયેલી છે. જેમાં મહર્ષિ પરાશર તથા સત્યવતીના પુત્ર તરીકે તેમનું પ્રથમ નામ 'કૃષ્ણ દ્વૈપાયન' પાડેલું.

માતા સત્યવતીનું તત્કાલીન નામ 'કાલી' હતું. તેઓ માછીમાર કૈવર્તરાજની પુત્રી હતા અને આ પુત્રનો જન્મ યમુના નદીના એક નાનકડા બેટમાં થયો હતો અને પુત્રના શરીરનો રંગ કાળો હતો તેથી 'કૃષ્ણ' અને દ્વિપમાં જન્મ થયો તેથી 'દ્વૈપાયન'. આ રીતે વ્યાસનું જન્મ નામ 'કૃષ્ણદ્વૈપાયન' પ્રાપ્ત થયેલું.

કૃષ્ણદ્વૈપાયન (વ્યાસજી)ની જન્મતિથિ વૈશાખી પૂર્ણિમા મનાય છે. આ દિવસે બુદ્ધનો પણ જન્મ થયો હતો તેથી બુદ્ધપૂર્ણિમા તરીકે પ્રખ્યાત છે. કોઈ કોઈ ગ્રંથોમાં અષાઢ પૂર્ણિમાને વ્યાસદેવનો પ્રાગટ્ય દિન તરીકે ઉલ્લેખ છે, પરંતુ વાસ્તવમાં અષાઢ પૂર્ણિમાના દિવસે આ ભારતીય સંસ્કૃતિના ઉદ્‌ગાતા સર્વશ્રેષ્ઠ આચાર્યનું બધા ઋષિમુનિઓએ મળીને પૂજન કરેલું છે તેથી અષાઢ પૂર્ણિમા એ વ્યાસપૂજનની વ્યાસપૂર્ણિમા તરીકે પ્રખ્યાત થયેલ છે.

મહાભારતમાં – विव्यास वेदान् यस्मात्स, तस्माद् व्यास इति स्मृतः । "સમસ્ત વેદોની પુનઃ રચના તેમણે કરી તેથી તેમને 'વ્યાસ' નામ પ્રાપ્ત થયું."

તદુપરાંત પરાશરાત્મજ, પારાશર્ય, સત્યવતીસુત વગેરે નામથી પણ અનેક ગ્રંથોમાં વ્યાસને ઉદ્‌બોધન કરાયેલું છે.

વાયુપુરાણમાં 'પુરાણ પ્રવક્તા' કહ્યા છે. આ નામ તેમને પુરાણોના આખ્યાન, ઉપાખ્યાન, ગાથા, કુળ, ધર્મ વગેરેથી સંયુક્ત પુરાણોની રચના કરવાને કારણે પ્રાપ્ત થયેલું.

વ્યાસદેવ અત્યંત તપસ્વી રહ્યા છે, તપ કરવા માટે તેઓ હિમાલયના બદ્રિધામમાં શમ્યાપ્રાશ ક્ષેત્રમાં સરસ્વતી-અલકનંદાના સંગમ સ્થાને લાંબો સમય નિવાસ કરીને રહ્યા તેથી 'બાદરાયણ' એવા નામથી પણ ઓળખાય છે. સાધના અને કઠોર તપશ્ચર્યાને કારણે વ્યાસજીને અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થઈ હતી. ભૂત, ભવિષ્ય, વર્તમાનની ઘટનાઓ તેમને સાક્ષાત્ દેખાતી અને દૂરશ્રવણ, દૂરદર્શન જેવી અનેક વિદ્યાઓમાં તેઓ પ્રવીણ બન્યા. આજે વ્યાસદેવની તપસ્થલી 'વ્યાસાશ્રમ' તરીકે પ્રખ્યાત છે. બીજું નામ 'શમ્યાપ્રાસ' તીર્થ કહેવાય છે.

આ આશ્રમમાં વ્યાસજીએ પોતાના ચાર શિષ્યોને વેદોની શિક્ષા-દીક્ષા આપેલી. સુમંતુ, વૈશંપાયન, જૈમિનિ અને પૈલ. આ ચાર શિષ્યોને ક્રમશઃ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદની શિક્ષા પ્રદાન કરીને આ ચારેય શિષ્યોને વ્યાસજીએ આજ્ઞા કરી કે 'તમે ચારેય શિષ્યો સમાજ વચ્ચે જઈને ચારેય વર્ણના લોકોમાં વેદજ્ઞાન પ્રચાર-પ્રસારનું સેવાકાર્ય આજીવન કરો.'

મહાભારત અને પુરાણોમાં જે રીતે વ્યાસજીનું વર્ણન આવે છે તેમાં ૨૮ જેટલા વ્યાસના અન્ય નામોનો પણ ઉલ્લેખ છે. તદનુસાર વૈવસ્વત મન્વંતરના પ્રત્યેક દ્વાપર યુગમાં વ્યાસ પ્રગટ થયા છે. વર્તમાન સમયે વૈવસ્વત મન્વંતરનો ૨૮મો દ્વાપર પૂર્ણ થયો છે, એ દૃષ્ટિએ કૃષ્ણ દ્વૈપાયન વ્યાસને ૨૮માં વ્યાસ ગણ્યા છે. ઐતિહાસિક રીતે કદાચ પ્રમાણ ન મળે પરંતુ વ્યાસનું મુખ્ય સેવાકાર્ય સત્યજ્ઞાનનો વિસ્તાર કરવાનું હોય એ દૃષ્ટિએ આજે પણ વ્યાસજી વિદ્યમાન છે.

કથાકાર માટે તૈયાર થતી બેઠક વ્યવસ્થાને વ્યાસગાદી કે વ્યાસપીઠ કહેવામાં આવે છે. કથાકાર જે ગ્રંથની કથા કરે છે તેનો જે તે સમયના સંદર્ભમાં જ્ઞાનનો વિસ્તાર કરે છે. લોકોની ભાવનાને પરમાત્મા તરફ વાળે છે અને સત્યસ્વરૂપ પરમાત્માના જ્ઞાનનો વિસ્તાર કરે છે. કથાકાર પ્રત્યે શ્રોતાઓએ વ્યાસભાવના રાખીને કથા સાંભળવી જોઈએ.

ગુરુ પણ જ્ઞાન પરંપરાના વાહક છે. ગુરુ પરંપરાથી ચાલતા જ્ઞાન, ધ્યાન, ધર્મ, ભક્તિ વગેરેને શિષ્યોમાં પ્રસારિત કરવા માટે ગુરુ સ્વયં જીવંત ઉદાહરણ બનીને એ જ્ઞાન-સમજણનો વિસ્તાર કરે છે. આ અર્થમાં ગુરુ વ્યાસદેવના સ્થાને છે. તેથી પૂજનીય, વંદનીય અને આદરણીય છે. ગુરુપૂર્ણિમાના પવિત્ર દિવસે ગુરુમાં ભગવાનનાં દર્શન, ભાવના કરીને તેમનું પૂજન કરીએ તો આપણને પણ ઉત્તમ જ્ઞાનનો લાભ થાય. ■■■

# તસ્મૈ શ્રીગુરવે નમઃ

- સાધુ યજ્ઞવલ્લભદાસ

મનુષ્યને કોઈ પણ ક્ષેત્રે કોઈ પણ કાર્ય કરવું હોય, કઈક શીખવું હોય ત્યારે ગુરુની જરુર પડે જ છે. તે ક્ષેત્ર ભલે સામાજિક હોય, વ્યાવસાયિક હોય કે શૈક્ષણિક હોય. લૌકિક જીવનની સામાન્ય બાબતમાં પણ જો શીખવાડનારની જરુર પડતી હોય ત્યારે આધ્યાત્મ જગત તો ઘણું ગહન છે. આધ્યાત્મમાર્ગે ચાલનાર મુમુક્ષુ માટે ગુરુની આવશ્યક્તા અનિવાર્ય બની રહે છે.

પારસમણિ લોખંડને સુવર્ણ બનાવે છે, ચંદનના વૃક્ષ બાવળને પણ પોતાના જેવું સુંગધીમાન બનાવે છે, ભમરી ઈયળને પોતાના જેવી બનાવે છે, એ જ રીતે ગુરુ છે તે સાધકના જીવનને ઉર્ધ્વગામી બનાવે છે .

ગુરુ વિના સત્ય-અસત્ય, હિત-અહિત, વિવેક-અવિવેક સમજાતો નથી, જ્ઞાનનો દીપ પ્રગટતો નથી, અજ્ઞાનરુપી અંધકારનો નાશ થતો નથી. માટે ગુરુની વ્યાખ્યા કરતા કહ્યું છે... ''શિષ્યના હૃદયમાં પરમાત્માના જ્ઞાનની દિવ્યજ્યોત પ્રગટ કરી સંસૃતિમાં ભટકાવનાર અજ્ઞાનનો નાશ કરે તે ગુરુ.''

ગુરુ પાસે અજ્ઞાનથી ખરડાયેલા અંતરાત્માને કેળવવાની અને તેને પ્રજ્વલિત કરવાની શક્તિ રહેલી હોય છે. ગુરુ શિષ્યને સંસારના વિષચક્રમાંથી ઉગારી અમૃતકુંભથી ભીંજવી દે છે અને કામ, ક્રોધ, લોભ, મોહ જેવા અધર્મસર્ગના દોષોને મહાત કરી સંસારચક્રમાંથી ઉગારી લે છે.

ગુરુપદ શ્રેષ્ઠ પદ છે, જે દેવતાઓને પણ દુર્લભ છે. ગુરુની પ્રાપ્તિ થવી સુલભ છે પરંતુ સાચા અને સમર્થ ગુરુનું સાનિધ્ય મળવું દુર્લભ છે. જે શ્રોત્રિય હોય, બ્રહ્મનિષ્ઠ હોય, વિવિધ કામનાઓથી રહિત હોય, કરુણાના સાગર હોય અને પોતાની પાસે આવનાર મુમુક્ષુને ભવપાર કરાવવામાં સમર્થ હોય તેવા ગુરુનો આશ્રય જાતિ, કીર્તિ, ધન, માન વગેરેના અહંકારોનો ત્યાગ કરી કરવો જોઈએ.

એવા સમર્થ ગુરુ ત્રણ પ્રકારના હોય છે.

**૧. દીપક જેવા, ૨. શિલ્પકાર જેવા અને**

**૩. નાવિક જેવા.**

## ૧. ગુરુ દીપક જેવા હોય છે.

ગુરુ શબ્દમાં આવેલો 'ગુ' અંધકારનો દ્યોતક છે, જ્યારે 'રુ' પ્રકાશનો દ્યોતક છે. ગુરુનો અર્થ જ એ થાય છે કે શિષ્યને અજ્ઞાનના અંધકારમાંથી ઉગારી જ્ઞાનરુપી પ્રકાશ તરફ દોરી જાય છે.

દીવાનું કામ પણ એ જ છે. અંધકારમાં અટવાતા મનુષ્યને દીવો પોતાના પ્રકાશ દ્વારા માર્ગ બતાવે છે, એ જ રીતે ગુરુ પણ માયામાં લીન જીવને પરબ્રહ્મરુપી પ્રકાશ તરફ લઈ જાય છે.

દીવો ક્યારેય કુપાત્ર કે સુપાત્રતાને જોતો નથી. જે નજીક આવે તેને અચૂક પ્રકાશ આપે જ છે. એ જ રીતે સાચા ગુરુ પણ ક્યારેય પાત્ર કે કુપાત્રતાને જોતા નથી, ગરીબ કે ધનવાનપણાને જોતા નથી, મુમુક્ષુતા કે પામરતાને જોતા નથી. ગુરુની દૃષ્ટિમાંથી હંમેશા કરુણારુપી પ્રકાશ પથરાતો રહે છે. તે પ્રકાશનો લાભ મુમુક્ષુને પણ પ્રાપ્ત થાય છે અને પામર હોય તેને પણ કોઈ પણ જાતના ભેદભાવ વગર પ્રાપ્ત થાય છે. જેને ગુરુના એ પ્રકાશની પ્રાપ્તિ થાય છે તેને અધ્યાત્મની યાત્રા ખૂબ જ ટૂંકી થઈ જાય છે.

શ્રીરંગક્ષેત્રની વાત છે. આજે ગરુડ મહોત્સવ હોવાથી ભગવાન શ્રીરંગનાથજીની નગરયાત્રા નીકળી છે. હજારો નર-નારીઓ ભગવાનના દર્શન કરવા મંદિરના પ્રાંગણમાં એકઠા થયા છે. બ્રાહ્મણોના મુખેથી વેદની ઋચાઓ વહી રહી છે. શણગારેલા હાથીઓની કતાર ઉભી છે. ભક્તો વિવિધ વાદ્યો સાથે સંકીર્તન કરી રહ્યા છે. આ સમયે જાણે પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતરી આવ્યું હોય તેવો ભાસ થાય છે.

શ્રીરંગનાથ ભગવાનની નગરયાત્રા મંદિરના

દ્વારને પાર કરી રાજમાર્ગ ઉપર પધારી ચુકી છે. નગરના નર-નારીઓ પુષ્પ, ફળ, કપૂર, તામ્બૂલ યુક્ત નૈવેદ્ય ભગવાનની પૂજા માટે પૂજારીઓને આપી રહ્યા છે. પૂજારીઓ ભગવાત-ચરણ-ચિન્હિત મુકુટ સર્વના માથા ઉપર રાખે છે. સર્વ કોઇ આનંદ અને ઉત્સાહથી ભગવાનના દર્શન કરવામાં મગ્ન છે. એ જ સમયે રાજમાર્ગ ઉપર એક આશ્ચર્ય ઉપજાવે એવી ઘટના ઘટી રહી છે.

લાંબી અને બળવાન ભુજાવાળો એક સુંદર પુરુષ એક બીજા જ ભાવથી જનપ્રવાહની અવગણના કર્યા વગર ચાલ્યો જતો હતો. એના જમણા હાથમાં મોટું છત્ર હતું અને ડાબા હાથમાં વિંઝણો હતો. તે પાછા પગે ચાલી રહ્યો હતો. એક લાવણ્યમયી, વિશાળ નેત્રોવાળી સુંદર યુવતી ઉપર તેમણે એ છત્ર ધર્યુ હતું અને બીજા હાથથી વિંઝણા વડે પવન નાખતો જતો હતો. એ યુવાન એક નજરે તે યુવતીના ચહેરાને જોતો જોતો જતો હતો. તેને આજુ બાજુના વાતાવરણની કોઇ જાણ નહોતી. તે જાણે આ જગતના અસ્તિત્વને જ ભૂલી ગયો હોય તેવું લાગતું હતું. લોકો મારા આ આચરણને જોઇને શું કહેશે ? એ વિચાર જ એના મનમાં ઉઠતો નહોતો. તે તો બસ તે યુવતીના રુપસૌદર્યનું પાન કરવામાં જ નિમગ્ન હતો.

એ જ સમયે યતિરાજ ભગવદ્પાદ રામાનુજાચાર્ય પોતાના શિષ્યો સાથે ભગવાનના દર્શન કરી પાછા ફરી રહ્યા હતા. એમની દૃષ્ટિ આ યુવક ઉપર પડી. એમણે પોતાના એક શિષ્યને કહ્યું ''વત્સ ! તુ પેલા નિર્લજ વ્યક્તિને મારી પાસે બોલાવી લાવ.'' બ્રાહ્મણે તે યુવકની પાસે જઇને ઘણીવાર બોલાવવા પછી પણ સામું ન જોતા તેમના ખભે સ્પર્શ કર્યો ત્યારે તેની એકાગ્રતા તુટી. જાણે નિદ્રામાંથી જાગ્યો હોય એમ ત્રસ્ત થઇને સામે ઉભેલા બ્રાહ્મણને જોઇને પૂછ્યું, ''મહાશય ! મારુ શું કામ પડ્યું ?'' બ્રાહ્મણે કહ્યું, ''અહીં નજીકમાં જ યતિરાજ ઉભા છે, એ તમારી સાથે વાર્તાલાપ કરવા માંગે છે.''

યતિરાજનું નામ સાંભળી તે યુવક પોતાની પ્રેયસીની રજા લઇ બ્રાહ્મણ સાથે ચાલી નીકળ્યો. રામાનુજાચાર્યજીની પાસે પહોંચતા તે યુવકે આચાર્યને નમસ્કાર કર્યા. યતિરાજે તેમને કહ્યું, ''તને એ યુવતીના રુપમાં એવું તે શું અમૃત મળે છે કે તું સર્વ પ્રકારની લજ્જાનો ત્યાગ કરી આ ભરી બજારમાં આવું ઘૃણાસ્પદ વર્તન કરી રહ્યો છે ?''

યુવકે જવાબ આપ્યો, ''યતિરાજ ! આ પૃથ્વી ઉપર સૌથી સુંદર જો કાંઇ હોય તો તે યુવતીના કમળનયનો છે. એ કમળનયનોના દર્શન માત્રથી હું ઉન્મત્ત થઇ જાઉ છું. એ રસનું પાન કરવાથી મને બીજી કોઇ ખબર રહેતી નથી.''

રામાનુજાચાર્યજીએ પૂછ્યું, ''શું એ સ્ત્રી તારી પત્ની છે ?'' યુવક બોલ્યો, ''નહી યતિરાજ, એ ભલે મારી પત્ની ન હોય પણ મે નિર્ણય કર્યો છે કે હું એ સ્ત્રી સિવાય અન્ય કોઇ સ્ત્રી સાથે પ્રેમ નહીં કરું.'' આચાર્યએ પૂછ્યું, ''યુવક ! તારુ નામ શું છે ?'' યુવક કહે, ''મારુ નામ 'ધનુર્દાસ' છે. હું મલ્લવિદ્યામાં પ્રવીણ છું. મારી પ્રેયસીનું નામ 'હેમામ્બા' છે.''

રામાનુજાચાર્યજી કહે, ''ધનુર્દાસ ! જો હું તને એ યુવતીના નેત્રો કરતાં પણ સુંદર નેત્રોના દર્શન કરાવું તો તું તે યુવતીને છોડી સુંદર નેત્રોવાળી વ્યક્તિ સાથે પ્રેમ કરીશ ?'' ધનુર્દાસ કહે, ''મહાત્મન્ ! જો મારી પ્રેયસીના નેત્રો કરતાં પણ વધારે કોઇના નેત્રો સુંદર હોય તો હું અચૂક તેની સાથે પ્રેમ કરીશ.'' રામાનુજાચાર્યજી કહે, ''જો એવી જ વાત હોય તો આજે સાંજે મારી પાસે આવજે, હું તને એટલા સુંદર નેત્રો બતાવીશ કે જેની તુલના આ ત્રિભુવનમાં કોઇની સાથે ન થઇ શકે !'' ધનુર્દાસ 'જેવી આજ્ઞા' એમ કહી આચાર્યને નમસ્કાર કરી તે યુવતી પાસે ગયો અને ફરી તે યુવતી ઉપર છત્ર ધારણ કરી ચાલવા લાગ્યો.

સંધ્યાનો સમય થઈ ગયો હતો. રામાનુજાચાર્યજી ધનુર્દાસને લઈ શ્રીરંગનાથ ભગવાનના દર્શન કરવા પધાર્યા હતા. પૂજારીએ યતિરાજને નમસ્કાર કર્યા અને કપૂર પ્રગટાવી શાંતાકાર, ભુજગશયન, પદ્મનાભ, મેઘવર્ણ, શુભાંગ, ભવભયહારી, કમલનયન, લક્ષ્મીપતિ નારાયણની આરતી કરવા લાગ્યા. એ કપૂરની જ્યોતના પ્રકાશમાં ભગવાનના પદ્મપલાશ જેવા વિશાળ નેત્રો ભક્તોના ચિત્તને પરમ આનંદ ઉપજાવવા લાગ્યા. યતિરાજની પાસે ઉભેલો ધનુર્દાસ ભગવાનના એ અતિસુંદર નેત્રોનું માધુર્ય જોઈ સ્તબ્ધ થઈ ગયો. એમના નેત્રોમાંથી અશ્રુઓની ધારાના પ્રવાહ સાથે આનંદની પરાકાષ્ટાનો અનુભવ થવા લાગ્યો.

તેમના અશ્રુઓની સાથે હેમામ્બા પ્રત્યેનો અનુરાગ પણ વહી ગયો. થોડા સમય પછી તે ધ્યાનમાંથી જાગ્યો હોય એ રીતે આચાર્યના ચરણોમાં પડી પોતાના અશ્રુઓથી આચાર્યના ચરણો ધોવા લાગ્યો અને બોલ્યો, "ગુરુદેવ ! મારી જેવો હીનબુદ્ધિ આ જગતમાં કોઈ નથી, મારા જેવા મૂર્ખના અજ્ઞાનરુપી અંધકારનો નાશ કરવા આપ જેવા સમર્થ ગુરુની જ જરુર હતી. આજથી હું તમારો દાસ થઈને રહીશ."

અશ્રુભીની આંખો સહિત પોતાના ચરણોમાં પડેલા ધનુર્દાસને રામાનુજાચાર્યજીએ ઉભો કરી સ્નેહથી ભેટ્યા અને એના ત્રિવિધ તાપોનું હરણ કરી લીધું. સ્ત્રીમાં આસક્ત ધનુર્દાસને દેવત્વની પ્રાપ્તિ થઈ અને સદાયને માટે રામાનુજાચાર્યજીની સેવામાં જોડાઈ ગયો.

યતિરાજની કૃપાથી ધનુર્દાસને ભગવાનના દિવ્યચક્ષુના દર્શન થયાની વાત સાંભળી હેમામ્બા પણ સર્વ લૌકિક સુખનો ત્યાગ કરી રામાનુજાચાર્યની આશ્રિત થઈ.

## ૨. ગુરુ શિલ્પકાર જેવા છે

એક કુશળ શિલ્પકારના હસ્તે જ્યારે અણઘડાયેલ પથ્થરમાંથી સુંદર પ્રતિમાનું સર્જન થાય છે ત્યારે તેને જોતા અંતરને શાતા વળે છે. જે પથ્થર એક દિવસ રસ્તા વચ્ચે હતો એ જ પથ્થરમાંથી પ્રતિમા તૈયાર થવાથી એને આજ સહુ પૂજે છે, કારણ કે એ પથ્થરને શિલ્પકાર રુપી ગુરુની પ્રાપ્તિ થઈ છે.

પથ્થરમાં સુંદર પ્રતિમાં તો પહેલાથી જ હતી, પરંતુ તે પ્રતિમાને બહાર લાવનાર કોઈ કુશળ શિલ્પકાર નહોતો. જ્યારે શિલ્પકાર ટાંકણું અને હથોડી વડે પથ્થરમાંથી વધારાનો ભાગ દૂર કરે છે ત્યારે સુંદર પ્રતિમાનું નિર્માણ થાય છે.

તેવી જ રીતે ગુરુ જ્ઞાનરુપી હથોડી અને ટાંકણી વડે શિષ્યમાં રહેલા અનંત જન્મના પાશરુપી દોષોને દૂર કરે છે ત્યારે એ શિષ્ય એક ઉત્તમ અવસ્થાને પ્રાપ્ત કરે છે. જે વ્યક્તિ સમાજમાં અહીં તહીં ભટકતો અનેક ઠોકરો ખાતો હોય તે જ વ્યક્તિ ગુરુનું ઘડતર પામી શ્રેષ્ઠ દશાને પ્રાપ્ત કરે છે. એક સામાન્ય લાગતો જીવ ક્યારે શિવત્વને પામી જાય છે તે ખબર પણ પડતી નથી.

પિબેક, મગ્નિરામ, જોબનપગી, લાખોકોળી જેવા અનેક પથ્થર જેવા મનુષ્યોને દૈવત્વ અપાવી શ્રી સહજાનંદ સ્વામીએ ઉત્તમ ગુરુનું ઉદાહરણ પૂરુ પાડ્યું. પોતે તો સ્વયં ભગવાન હતા પરંતુ સહજાનંદ સ્વામીના શિષ્યો દ્વારા પણ આવા અનેક પથ્થર જેવા લોકોને અમૃતત્ત્વની પ્રાપ્તિ થઈ હતી.

જૂનાગઢના જોગી સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીના જીવનની વાત છે.

સ્વામી જેતપુર અને ગોંડલ વચ્ચેના પ્રદેશોમાં વિચરણ કરતાં કરતાં ગોંડલ પાસેના લીલાખા ગામને સીમાડેથી વહેતી ભાદર નદીને કિનારે પધાર્યા. સ્વામીએ રેતીના પટમાં વિશ્રામ લીધો. સર્વે સંતો સાથે સ્વામીએ ભાદર ગંગામાં સ્નાન કર્યું.

ભાદર નદીના પહોળા પટમાં ભગવા વસ્ત્રો સૂકવ્યા પછી સ્વામી અને સર્વે સંતો નેત્રો મીંચી મહારાજની મૂર્તિનું ધ્યાન કરવા લાગ્યા. બરાબર આ જ સમયે લીલાખાનો ભારાડી ગણાતો મુંજા સુરુ સીમમાં નિર્દોષ પંખીઓ અને સસલાના શિકાર કરી પાણી પીવા માટે ભાદર નદીને કિનારે આવ્યો. એના ખંભે બે જોટાળી બંદૂક ઝૂલી રહી હતી. બગલમાં શિકારનો થેલો ભેરવ્યો હતો. પાંચ હાથ પૂરી કાયા હતી, જોતા જ ડર લાગે એવો વિકરાળ ચહેરો હતો.

મુંજા સુરુ એટલે પાપનો પર્વત જોઈ લ્યો. જ્ઞાતિએ ચારણ હતો. મેંગણી દરબાર માનસિંહજીની કચેરીનો મુખ્ય સભાસદ હતો. લીલાખા ગામનો ગામધણી હતો. ભારે ભારાડી હતો. શિકારનો જબરો શોખીન હતો. ચોરી અને લૂંટફાટમાં પાવરધો હતો. દારુનું પાન અને ઘેંટાનું તાજુ માંસ ખાવાનો એને જબરો શોખ હતો.

મુંજા સુરુ રાત્રિના સમયે અંધાર-પછેડી ઓઢી ગોકળીયુની જોકમાં ખાબકતો, બે ઘેટાં બગલમાં દબાવતો, બે હાથમાં પકડતો અને એક મોઢામાં પકડતો. આમ પાંચ-પાંચ ઘેટાના ભાર સાથે વંડી ઠેકીને ભાગી નીકળતો. દોડવામાં એને કોઈ પહોંચી શકતું નહિ. લીલાખાના આસપાસના વિસ્તારમાં મુંજા સુરુની ભારે ધાક હતી. આ ભયંકર ભારાડી માણસના જીવનમાં આજે ભારે વળાંક આવવાનો હતો. આજે એના ભાગ્યનો ઉદય થવાનો હતો.

ભાદર નદીના પટમાં ધ્યાન કરતાં માનસરોવરના હંસ જેવા પરમહંસોને જોતા મુંજા સુરુના પગલાં થોડા થંભી ગયા. 'દર્શનાત્ હિ સાધવઃ' એ ન્યાયે જૂનાગઢના જોગીના દર્શન માત્રથી મુંજા સૂરુનું હૈયું પલટા મારવા લાગ્યું.

સંતોથી થોડે દૂર નદીની હેઠવાસમાં એણે બંદૂક અને શિકારનો થેલો નીચે મૂક્યા. ભાદર ગંગાના નિર્મળ નીરમાં હાથ-મોઢું ધોયા. થોડીવાર વિસામો ખાવા બેઠો અને થોડે દૂર બેઠેલા સાધુઓને નીરખવા લાગ્યો.

એ જ સમયે સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીએ ધ્યાન પૂરું કરી નેત્રો ખોલ્યા. સ્વામીના નેત્રોમાંથી પાપી જીવોને પાવન કરનારો, પવિત્ર કરુણાનો પ્રવાહ વહી રહ્યો. સ્વામીએ મુંજા સુરુ ઉપર મીટ માંડી. મુંજા સુરુ અને સ્વામીના ચાર નેત્રો ભેગા થયા. સ્વામીની પ્રતાપી નજરનો ભાર મુંજા સુરુથી જીરવાયો નહિ. એ નીચું જોઈ ગયો.

સ્વામીએ મુંજા સુરુને નજીક બોલાવ્યો. લોઢાને લોહચૂંબક ખેંચે એ રીતે મુંજા સુરુ ખેંચાઈને સ્વામી પાસે આવ્યો. સ્વામી આ પાપી જીવને પારખી ગયા હતા અને સાથો સાથ એ જીવનો ઉદ્ધાર કરવાનો નિરધાર પણ કરી લીધો હતો.

લોક રીતે થોડો પરિચય પૂછ્યા બાદ સ્વામીએ કહ્યું, "મુંજાસુરુ ! પેલા થેલામાં શું ભર્યું છે ?" મૂંજા સુરૂએ ખચકાતા ખચકાતા કહ્યું, "મહારાજ ! એમાં મેં કરેલો શિકાર ભર્યો છે."

સ્વામીએ કહ્યું, "મુંજા સૂરુ...! આવા મૂંગા જીવને મારીને ક્યાં સુધી પેટ ભરશો ?" મુંજા સુરુએ કહ્યું, "મા-બાપ ! આ તો અમારા રોજના હેવા. મરતાં સુધીયે માણસના પડ્યા હેવા છૂટે નહિ."

સ્વામીએ કહ્યું, "મૂંજા સુરુ ! પેટના પાશેરના ખાડાને પૂરવા માટે આવા અસહ્ય પાપ સારા નથી. મુંજાસુરુ ! એટલું યાદ રાખજો આ લોકમાં હસી હસીને કરેલા કર્મનો બદલો જમપુરીમાં જમદૂતોનો માર ખાતા ખાતા રડી રડીને ભોગવવા પડે છે. જમપુરીની

વાત નીકળી એટલે મુંજા સુરુ મશ્કરીમાં હસ્યા અને બોલ્યા, ''મા'રાજ ! આવી બધી વાત તો તમે બાવા-સાધુઓએ ભોળા લોકને ભરમાવવા અને બીવરાવવા માટે ઊભી કરી છે.''

સ્વામીએ કહ્યું, ''મુંજા સુરુ ! શાસ્ત્રોની વાત ક્યારેય ખોટી હોય ન શકે !''

મુંજા સુરૂએ કહ્યું, ''મા'રાજ ! નજરે જોયા સિવાય હું માનું નહિ.''

સ્વામીને થયું 'આ જાડું અને ખૂબ મેલું થયેલું કપડું ધોકાના માર સિવાય ધોવાશે નહિ.' સ્વામીએ મુંજા સુરુ સામે નજર માંડી. ચપટી વગાડી અને એ જ સમયે મુંજા સુરુને સમાધિ થઈ ગઈ.

મુંજા સુરુ સમાધિમાં જમપુરીમાં ગયા અને ત્યાં એમણે નરકના ભયંકર કુંડોમાં હજારો જીવોને યમયાતના ભોગવતા નજરે જોયા. એટલું જ નહિ પોતે જે જે પશુ-પંખીઓનો શિકાર કરેલો એ પશુ-પંખીઓએ મુંજા સુરુ ઉપર ભયંકર આક્રમણ કર્યું. તેઓ બધા અણીયાળા વજ્ર શીંગડાઓથી, તીખા વજ્ર નહોરોથી અને ભાલા જેવી વજ્ર ચાંચોથી મુંજા સુરુના શરીરને ચૂંથવા લાગ્યા.

મુંજા સુરુ ''બચાવો ! બચાવો !'' ની રાડોરાડ કરવા લાગ્યો. આમ, ઘણીવાર સુધી મુંજા સુરુએ જીવતે જીવ જમપુરીનું દુઃખ ભોગવ્યું. સ્વામીએ દયા કરી ચપટી વગાડી, મુંજા સુરુને સમાધિમાંથી જાગૃત કર્યો. મુંજા સુરુ ભયથી થરથર ધ્રૂજતો હતો. એમનું શરીર પરસેવે રેબઝેબ થઈ ગયું હતું.

સ્વામીએ કહ્યું, ''કેમ, મૂંજા સુરુ ! જમપુરી નજરે જોઈ લીધી ? હવે તો માનશો ને ?''

મુંજા સુરુએ બે હાથ જોડ્યા, 'મા-બાપ ! હવે મને આમાંથી ઉગારી લ્યો. મેં ઘોર પાપ કર્યા છે.'

સ્વામીએ કહ્યું, ''મુંજા સુરુ ! પૃથ્વી ઉપર બોલતા ચાલતા ભગવાન સ્વામિનારાયણ પ્રગટ થયા છે. તમે એમના શરણે થાવ. તમારા જેવા હજારો પાપી જીવોને એમણે તારી દીધા છે.''

મુંજા સુરુ ભગવાન શ્રીહરિને શરણે થયા. સ્વામીએ એમને કંઠી બાંધી અને પંચ વર્તમાન પાળવાની આજ્ઞા કરી.

સમર્થ સદ્‌ગુરુના પ્રતાપથી મુંજા સુરુનું જીવન આશ્ચર્યકારક રીતે પલટાઈ ગયું. એના તમામ અપલક્ષણો છૂટી ગયા. હૃદયની ક્રૂરતાનું સ્થાન હવે કરુણાએ લીધું. મુંજા સુરુ ભારાડીમાંથી ભગત થયા.

આમ સદ્‌ગુરુરુપી શિલ્પકાર જીવને પ્રાપ્ત થઈ જાય તો સામાન્ય જીવને સુંદર પ્રતિમાનું રુપ પ્રાપ્ત થાય છે અને ધન્ય ધન્ય થઈ જાય છે.

## ૩. ગુરુ નાવિક જેવા છે.

આ ભવસાગરને તરવો ખૂબ જ મુશ્કેલ છે. અનેક જીવો જન્મો જન્મથી આ ભવસાગરમાં અટવાયેલા છે, કારણ કે એમને હજૂ સુધી આ મહાસાગરને પાર કરાવે એવા કોઈ નાવિકનો ભેટો થયો નથી.

નાવિકરુપી ગુરુ પોતાના અનુભવસિદ્ધ જ્ઞાનરુપી નાવમાં જીવને બેસારી તોફાની ભવસાગરને કોઈપણ વિઘ્ન વિના પાર કરાવે છે. સમુદ્રમાં ઉછળતા અનેક ઉંચા ઉંચા મોજાઓમાંથી કેવી રીતે નાવને હંકારવી તેમાં ગુરુ પારંગત હોય છે. શિષ્યના જીવનમાં આવતા અનેક વિઘ્નોને દૂર કરી ગુરુ સહેલાઈથી આ ભવસાગરને પાર ઉતારી દે છે.

અહીં શિષ્યને કશું કરવાનું રહેતુ નથી. કેવળ ગુરુના વચનમાં વિશ્વાસ અને શ્રદ્ધા જ શિષ્યને ભવસાગરને પાર કરાવી દે છે.

ગુરુવચનમાં વિશ્વાસથી વાલીયો વાલ્મિકી બની જાય છે, દીકરાનું નામ નારાયણ પાડવાથી અજામીલ જમપુરીના ત્રાસમાંથી છૂટી જાય છે, ગરાસ માટે બહારવટે ચડેલા વાલેરા વરુને ગરાસની પ્રાપ્તિ થાય છે અને ઉત્તમ ભક્તપણું મેળવે છે. આમ કેવળ ગુરુના

વચનમાં વિશ્વાસ અને શ્રદ્ધા જ ભવસાગરને પાર કરવામાં સહાયરુપ થાય છે.

આદ્ય શંકરાચાર્ય કાશીમાં વિચરણ કરતા હતા. એક દિવસ શંકરાચાર્ય ગંગા કિનારે બેઠા હતા. એ સમયે સામે કિનારે એક યુવક જઈ રહ્યો હતો. તેમની નજર આ શંકરાચાર્ય ઉપર પડી. એમણે સન્યાસી જાણી ત્યાંથી જ શંકરાચાર્યજીને પ્રણામ કર્યા.

યુવકના પ્રણામ સ્વીકારતા હોય તેમ શંકરાચાર્યજીએ હાથ ઉંચો કરી તે યુવકને ઈશારા વડે આ બાજુ બોલાવ્યો. યુવાક ભારે શ્રદ્ધાવાન હતો. તેમનાથી તે સન્યાસીની આજ્ઞાનો લોપ કરવો તે યોગ્ય ન લાગ્યું. આજુ બાજુમાં નજર નાખી પરંતુ સામે કિનારે લઈ જાય તેવી કોઈ નાવ નજરે ન પડી. પોતાને તરતા પણ નથી આવડતું તેથી તેને સામે કિનારે જવાનો કોઈ રસ્તો દેખાતો નહોતો.

અચાનક તેમના મનમાં વિચાર આવ્યો કે, આમ તો આ જન્મમરણના ચક્રમાં હું હજારોવાર મરી ચૂક્યો છું તો એકવાર વધારે એક સન્યાસીની આજ્ઞા પાળતા મૃત્યું થાય તેમાં શું વાંધો છે ? એક સન્યાસીના દર્શન કરતા કરતા મૃત્યું થશે તો પોતાની ગતિ પણ સારી થશે એવા વિચાર સાથે જ તે યુવકે 'ગંગા માતકી જય' એમ બોલી ગંગાજીમાં ડગ માંડ્યા.

યુવાનનો દ્રઢ આત્મવિશ્વાસ કહો કે એક સન્યાસીની આજ્ઞા પાળવની તત્પરતા કહો, પોતાની અડગ શ્રદ્ધા કહો કે શંકરાચાર્યજીનો પ્રતાપ કહો. જે કહો તે પરંતુ જેવો યુવકે ગંગાજીમાં એક પગ મૂક્યો ત્યાંજ તેના આધાર માટે ગંગાજીમાંથી એક કમળ પ્રગટી આવ્યું. બીજો પગ મૂક્યો ત્યાં બીજુ કમળ પ્રગટી આવ્યું. આમ એ યુવક જેમ જેમ ગંગાજીમાં પગ માંડતો ગયો તેમ તેમ તેના પગના આધાર માટે કમળ પ્રગટતા ગયા.

એમ કરતા કરતા એ યુવક ગંગાજીના સામે કિનારે જ્યાં શંકરાચાર્યજી બેઠા હતા ત્યાં પહોંચી ગયો. શંકરાચાર્યજી પાસે પહોંચતા પહેલા તેમના અનેક જન્મોના લાગેલા આવરણો દૂર થઈ ગયા અને એ યુવાન શંકરાચાર્યજીનો શિષ્ય થયો.

ગંગાજીમાં યુવાને જ્યાં જ્યાં પગ મૂક્યા ત્યાં ત્યાં પદ્મ પ્રગટતા ગયા અને તે સામે કિનારે પહોચી ગયો માટે શંકરાચાર્યજીએ તે શિષ્યનું નામ પદ્મપાદાચાર્ય પાડ્યું. આ પદ્મપાદાચાર્ય એટલે શંકરાચાર્યજીના મુખ્ય ચાર શિષ્યોમાંના એક.

આમ ગુરુવચને ટૂક ટૂક થઈ જનાર શિષ્યોને ગુરુરુપી નાવિક ક્યારે ભવપાર ઉતારી દે તે શિષ્યને પણ ખબર રહેતી નથી.

આવા સમર્થ સદ્‌ગુરુની પ્રાપ્તિ થવી આજના યુગમાં મહાદુર્લભ છે. પરંતુ જે શિષ્ય ખરી મુમુક્ષુતાથી ખોજ કરે તો જેમ ધ્રુવને નારદજી મળી ગયા તેમ કોઈક યોગ્ય ગુરુની પ્રાપ્તિ અચૂક થાય છે.

अज्ञानतिमिरान्धस्य ज्ञानांजनशलाकया ।
चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

# શબ્દોનું ઉદ્‌ઘાટન

- નરેશ સુમનલાલ દેસાઇ

- ગોકુળ ક્યાં છે ? જ્યાં મોરપીંછ હોય... બંસરી હોય... અને દિલની તડપન હોય... તે ગોકુળ છે.
- દ્રૌપદીનાં વસ્ત્રો પૂરી ભગવાન શ્રીકૃષ્ણે દ્રૌપદીની જ નહિં, સમસ્ત યુગની લાજ રાખી છે. શ્રીકૃષ્ણ જનવાદી હતા, જડવાદી નહોતા.
- પ્રભુના મોઢે જે બોલાય તે દુઆ જ હોય છે. પ્રભુકૃપા વગર અહંકાર મટતો નથી.
- મંદિરમાં મૂર્તિપ્રતિષ્ઠા સાથે, પ્રેમપ્રતિષ્ઠા પણ થવી જોઇએ.
- હિમાલય પીગળે તો પણ ગંગાનું પદ પ્રાપ્ત કરે છે. નમ્રતાની આ નવાજેશ છે.
- લોકો સુખી થવા માટે દુઃખી થાય છે.
- શ્રેષ્ઠને પકડ્યું એ જ મોટો ત્યાગ છે – ચલો સજના જહાં તક હવા ચલે.
- તૂટે તે શ્વાસ, કદી ન તૂટે તે વિશ્વાસ. વિચારો અને વિશ્વાસ વિવેકતમ રાખજો.
- શ્રીરામ અને શ્રીકૃષ્ણની કૃપા – ક્ષમા અને ઉદારતા એ ત્રિવેણી છે.
- કોઇ કારણસર જીવનમાં પીડાવું પડે કે પરાજીત થવું પડે તેને કર્મનું ફળ સમજજો.
- વિધાતા... વહાં લે જાતે હૈ કશ્તી, જહાં તૂફાન હોતે હૈ.
- રૂપ અનેક હોય છે, સ્વરૂપ માત્ર એક જ હોય છે. આસક્તિ કહાં સે ભી આ સકતી હૈ.
- સત્યનો આશરો લઇ કોઇ પણ સંસારી કોઇ પણ પ્રવૃત્તિ કરે તે સત્સંગ છે.
- કુરુક્ષેત્રનાં મેદાનમાં રાસલીલામાં અને ગોવર્ધનલીલામાં ભગવાન હંમેશા વચ્ચે જ રહ્યા છે. કેન્દ્ર શ્રીકૃષ્ણ હોય તે જ સાચું ઐશ્વર્ય છે.
- જીંદગીને જાહેર કરજો અને બંદગીને છૂપી રાખજો. પ્રેમ અને શ્રદ્ધાને વ્યક્તિગત રાખજો.
- પ્રત્યેક કળા- આર્ટસ્ આત્માની અનુભૂતિ તરફ લઇ જાય છે.
- વનમાં કે ભવનમાં નહિં, પોતાના મનમાં રહેવું. મૌન જેવું કોઇ પ્રવચન નથી.
- વૃંદાવનમાં ભક્તિ હંમેશા યુવાન છે. ધર્મ સુખ કરતાં સુવિધા વધારે આપી શકે.
- જેના વગર ક્યાંય ગમે નહિં તે પ્રેમ છે. તૂં હી મેરી મંઝિલ, તૂં હી મેરી પૂજા, કોઇ મેરી આંખો સે દેખે તો સમજે કિ તૂમ મેરે ક્યા હો...
- પહેલાં ધર્મ  વિજ્ઞાન અને વિઝનથી ચાલતો, હવે વિજ્ઞાપનથી ચાલે છે.
- જીંદગીની દરેક કામયાબી એનો ટોલટેક્સ ફરજિયાતપણે વસૂલ કરે છે.
- આપણે મુક્ત પણ નથી અને સંયુક્ત પણ નથી.
- બંદીશનાં બંદા બનવા માટે ભીતરમાં સંગીતનો સંવાદ જોઇએ...
- આત્માની ચેતનાનું અનારકલી જેવું સૌંદર્ય અહમ્‌ની દિવાલમાં ચણાઇ જવું ન જોઇએ.

- આપણે સૌ ધર્મભીરૂ છીએ, ધર્મભેરૂ નથી. ધર્મયોગી નહિં, ધર્મરોગી છીએ.
- આપણી ગતિ જેટલી જાત તરફ છે તેટલી જગત તરફ રાખવી જોઈએ. સ્વને સાચવવામાં સર્વ તરફ નજર નાખતા નથી. જાત માટે બધું સંચિત કરીએ છીએ. પરંતુ જે વંચિત છે એના વિશે વિચારતા પણ નથી.
- જીવનમાં કોઈપણ અવસ્થા સનાતન નથી. મોસમની જેમ જીવન પણ બદલાય છે. જો ન બદલાય તો જીવન થીજી જાય છે.
- ઋતુને કેલેન્ડરમાં નહિં, જીંદગીમાં જોવાની હોય છે.
- વૃદ્ધાવસ્થાને અર્થપૂર્ણ અને સુંદર બનાવવામાં જ જીવનની સાર્થકતા છે.
- સામી વ્યક્તિની લાગણીનું ઝીણું ઝીણું જતન કરવું એટલે પ્રેમ. આ પ્રેમ સતત કાળજામાં હોય છે. મૂંગી ગોઠડીમાં હોય છે. સ્મિત અને આંસુમાં પણ હોય છે.
- આપણે ભલે આપણી પ્રેમી વ્યક્તિમાં ડૂબીએ... પણ તે વ્યક્તિ આપણને ન ખેંચે તો શું ? નિકટના સંબંધને વિકટ ન બનાવવા.
- લગભગ દરેક પતિ-પત્નીનાં જીવનમાં ગદ્ય, પદ્ય અને વ્યાકરણ પરસ્પર અથડાયા કરે છે.
- પ્રેમ વગર જીવન જીવી શકાતું નથી અને માત્ર પ્રેમથી જ જીંદગી જીવી શકાય તેવું પણ નથી.
- જીવનભર પ્રેમ કરવાના સોગન ખાધા પછી સોગન ખાવા પૂરતો પ્રેમ પણ ન કરવો એ યોગ્ય નથી.
- આખરે માણસ પોતાની પ્રિય વ્યક્તિને ક્યાં સુધી શબ્દોમાં જીવાડી શકે ?
- પક્ષીઓ ઉડવાના ક્લાસ નથી ભરતા, માછલી તરવાનું શીખવા સ્વિમીંગપુલમાં નથી જતી. ખુશ્બુએ વાયરાનું ટ્યુશન નથી રાખ્યું, છતાં પણ તે ફેલાય છે.
- ગુલમહોર અને મોગરાના ફૂલ માત્ર ઉનાળામાં જ ખીલે છે. સખત ગરમી સહન કરીને ફૂલની આ બન્ને જાત શાંત અને ઠરેલ સુવાસથી મહેકી ઉઠે છે. માણસ જાતનું પણ આવું જ નથી શું ?
- સ્મિતના આંસુ અમેરિકન રશિયન કે હિન્દુસ્તાની નથી હોતાં, તેને હિંદુ કે અન્ય જાતિ પણ લાગુ નથી પડતી. જીવનમાં ખાલીપો પૂરવાનાં વલખાં સૌ માટે એક સરખાં હોય છે. કદાચ રીત જુદી હોઈ શકે.
- ઘરમાં હોઈએ ત્યારે બહારનો રસ્તો આપણને બોલાવે છે અને બહાર હોઈએ ત્યારે ઘરની યાદમાં આપણે ઝૂરીએ છીએ.
- વ્યવહારમાં સમજનો અભાવ અને ગેરસમજનો પ્રભાવ ખલનાયક બની શકે.
- દરેક લોકો પોતપોતાની સમજ પ્રમાણે શબ્દોનાં ઉદ્ઘાટન કરતા હોય છે.
- જીવતરમાં સંધ્યા આવે, રાત્રિ આવે પરંતુ એ કેમ ભૂલી જવાય કે સવાર પણ આવેલી.
- મારા પ્રેમાળ પ્રભુ – લાગણીના કોડીયામાં જ્યોતિ બનીને પ્રભુ તમે મને પ્રકાશ આપ્યો છે, તૂટીને ટૂકડે ટૂકડામાં વેરાઈ ગયો હોઉં એવી કેટલીયે ક્ષણોમાં મારી સંભાળ લેવાનું તમે ચૂક્યા નથી. આથી મારા આત્મબળની અડગતા આપને આભારી છે. પ્રભુ, તમારા રસ્તે ખોવાઈ જવામાં જ મજા છે અને કદાચ દુનિયાને નહીં જડું તો પણ ચાલશે! હે નાથ! માણસને પોતાની જીંદગી આનંદથી સ્વીકારતા આવડી જવી જોઈએ કારણ કે આનંદ જ માણસને નવો નક્કોર બનાવે છે. તમારી કળામાં ક્યાંય અપૂર્ણતા નથી.

# આયુર્વેદનું અમૃત

જાણીતા નાડી વૈદ્ય, આયુર્વેદ અને અધ્યાત્મના ઉંડા અભ્યાસી, આઝાદીના આંદોલન દરમ્યાન અનેક સ્તરે ભૂમિકા ભજવનાર રાષ્ટ્રપ્રેમી, ગાંધી વિચારોથી પ્રેરીત વૈદ્યશ્રી બાલકૃષ્ણ દવેનો જન્મ સાવરકુંડલા પાસેના સેંજળ ગામમાં ૧૯૧૧ માં થયો હતો. કુટુંબમાં બાપદાદાનો સત્સંગ. તેમના વડવાઓ શ્રીજી મહારાજ સાથે ફરેલા અને તેમના દાદાને શ્રીજી મહારાજ અંતકાળે દર્શન આપી તેડી ગયેલા.

બાલકૃષ્ણભાઈ આઝાદીના સત્યાગ્રહમાં સક્રીયપણે ભાગ લેતા. ઘણીવાર તેઓની ધરપકડ પણ થયેલી. આઝાદી પછી તેઓને આયુર્વેદ પ્રત્યે આકર્ષણ હોવાથી પોતાનો સંપૂર્ણ સમય આયુર્વેદને અર્પણ કર્યો. સૌરાષ્ટ્રના મુખ્યમંત્રી શ્રી ઢેબરભાઈએ તેમને રાજકોટ ખાતે આયુર્વેદ શાળાનું સંચાલન સોપ્યું. વર્ષો પછી જામનગરમાં જામસાહેબ દ્વારા સંચાલિત આયુર્વેદ સોસાયટીના પ્રમુખ બન્યા. એહીં તેઓને આયુર્વેદ બૃહસ્પતિની પદવી મળી. વર્ષો પછી તેમણે પોતાનું સ્વતંત્ર દવાખાનું શરુ કર્યું. દર્દીઓની સેવા અને આયુર્વેદ આધારીત શોધ સંશોધનોમાં પોતાની દિનચર્યા વણી દીધી. પોતાને સંસ્કૃતનો સારો અભ્યાસ હોવાથી વેદ, પુરાણો, ઉપનિષદોનું અધ્યયન પણ સારી રીતે કરેલું.

તેમના આયુર્વેદના શોધ-સંશોધનોના ત્રણ પુસ્તકો પણ પ્રસિદ્ધ થયા. જેમાં 'આયુર્વેદીય માનસશાસ્ત્ર', 'આયુર્વેદની ધરતી અને ધાવણ', અને 'આયુર્વેદનું અધ્યાત્મ'નો સમાવેશ થાય છે. બાલકૃષ્ણભાઈનું જીવન આયુર્વેદને સમર્પિત રહ્યું. તેમના દ્વારા એનેક દર્દીઓના દુઃખો દૂર થયા. તેઓનું સાધુ જેવું જીવન અનેકને પ્રેરણાદાયી રહ્યું. તેઓ ૯૪ વર્ષની ઉમરે અક્ષરવાસી થયા. તેઓ દ્વારા લીખીત આયુર્વેદ આધારિત પુસ્તકોમાંથી થોડા અંશો ગુરુકુલ દર્શનમાં પ્રગટ કરતા આનંદ અનુભવીએ છીએ.

**ચોમાસાની ચર્યા** :- ધોમ ધખતા ઉનાળાના તાપથી ધરતીના રસકસ સુકાઈ ગયા હોય છે. પ્રાણીમાત્રના શરીરના રસકસ પણ ઓછા થાય છે, સખત પરસેવો વળે, શરીર ઢીલું રહે છે. ચોમાસાનો પ્રારંભ થાય એટલે તરત જ હવામાનમાં ઠંડક આવે. એકદમ ગરમીમાંથી ઠંડી હવાને લીધે સૂક્ષ્મ જંતુઓનું જોર વધતું હોય છે. આ સમયે શરીરની શક્તિ ઓછી હોવાથી શરીર તે જંતુઓ સામે ટક્કર લઈ શકતું નથી જેથી કફ, કબજીયાત, ફ્લુ જેવા રોગો વધી જાય છે. પાચન શક્તિ ઓછી થઈ જાય છે. પેટ ભારે ભારે લાગે છે. ઝાડા-ઉલટી થવાની સંભાવના વધી જાય છે. કફનું જોર વધવાથી શરદી, સાઈનસનો દુઃખાવો, આધાશીશી, કાનનો દુઃખાવો વગેરે રોગો પણ થઈ શકે છે.

માટે આ ઋતુમાં વાયુ કરનારા પદાર્થો ન ખાવા. કઠોળમાં વાલ, ચોળા, વટાણા, ચણા, અડદ વગેરે આ ઋતુમાં ન ખવાય. વાયુને લીધે જઠરાગ્નિ વિષમ હોવાથી હળવો તથા માપસાર ખોરાક લેવો. પેટ ભરીને અથવા રાત્રે મોડું ન ખાવું. મળ-મૂત્રના વેગને ન રોકવા કારણ કે આનાથી વાયુ વધારે બળવાન બને છે અને રોગો થવાની સંભાવના વધી જાય છે. આ સમયે ભેજ વાળું હવામાન તથા સૂર્ય વાદળોથી ઢંકાયેલો રહેતો હોવાથી જઠરાગ્નિ મંદ પડે છે માટે ભૂખ લાગે તો જ અને માપસર જમવું જોઈએ.

વરસાદના નવા પાણીને પાલર પાણી કહે છે. આ પાણીમાં ધરતીના મળ ધોવાઈને વહે છે જેથી એમાં જંતુઓનું પ્રમાણ વધારે હોય છે. એ પીવાથી ઝાડા-ઉલટી, અપચો, તાવ થવાની સંભાવના રહે છે. માટે આ સમયે કુવાનું પાણી અથવા ઉકાળેલું કે ફિલ્ટર પાણી પીવું જોઈએ. આ સમયે ઘઉં, દુધ, ફળ અને શાકભાજીનો ખોરાક વધારે લેવો જોઈએ કારણ કે તે પચવામાં હળવા છે અને ઝડપથી પચી જાય છે. આ ઋતુમાં તાજાં શાકભાજી તથા ફળોના રસ સહુથી ઉત્તમ ખોરાક સાબિત થાય છે, કારણ કે તેમાંથી દરેક પ્રકારના વિટામિન તથા ખનીજો પ્રાપ્ત થઈ રહે છે. (ક્રમશ...)

# સમાચાર દર્શન

## GPL-3 (ગુરુકુલ પ્રિમીઅર લીગ)-૨૦૧૩

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) ખાતે તારીખ ૭ એપ્રીલથી ૯ જૂન દરમિયાન SURYA SGVP SPORTS ACADEMY દ્વારા GPL-3 (ગુરુકુલ પ્રિમીઅર લીગ)-૨૦૧૩ ઑલ ઈન્ડીયા ઓપન ડે-નાઈટ ક્રીકેટ ટુર્નામેન્ટ પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીની પ્રેરણાથી તેમજ શ્રી ધર્મવત્સલદાસજી સ્વામીના આયોજન સાથે રમાઈ હતી.

૨ મહિના ચાલેલી આ ટૂર્નામેન્ટની ફાઈનલ તારીખ ૯ જૂન ના રોજ રમાઈ જેમાં લેધર બોલમાં વિશ્વા ઈલેવન મહેસાણા અને ટેનિસ બોલમાં ઉમિયા ઈલેવન પ્રથમ વિજેતા થઈ. તેમજ લેધર બોલમાં એસ.પી.આઈ.એસ. ક્રિકેટ અમદાવાદ રનર્સઅપ તેમજ ટેનિસ બોલમાં ગાંધીનગર ઈલેવન રનર્સઅપ રહી.

GPL-3 ના સમાપન સમારોહમાં ઉપસ્થિત સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, પૂર્વ ક્રિકેટર સૈયદ કિરમાણી, ભારતના ફાસ્ટ બોલર મુનાફ પટેલ, સીસલ્સ નિવાસી પ.ભ. શ્રી વિશ્રામભાઈ પટેલ, સેન્ટ્રલ બોર્ડ ઑફ ક્રીકેટ અમદાવાદ (CBCA) ના પ્રણુખ શ્રી ભરતભાઈ ઝવેરીના હસ્તે બંન્ને પ્રથમ વિજેતાને ૧-૧ લાખ અને રનર્સ અપ બંને ટીમને ૫૧-૫૧ હજાર રોકડ પુરસ્કાર તેમજ ટ્રોફી એનાયત કરવામાં આવી હતી. આ ઉપરાંત બન્ને વિભાગના મેન ઑફ ધી મેચ, બેસ્ટ બોલર તથા બેસ્ટ બેટ્સમેનને રોકડ ઈનામ તથા ટ્રોફી અર્પણ કરવામાં આવી હતી.

આ પ્રસંગે SURYA SGVP SPORTS ACADEMY ના સ્પોન્સર શ્રી વિશ્રામભાઈ પટેલે જણાવ્યું હતું કે 'અહીં આધુનિક શિક્ષણની સાથે બાળકોમાં ધાર્મિક સંસ્કારોનું સિંચન કરવામાં આવે છે તે પ્રત્યક્ષ જોઈને અતિ આનંદ થાય છે. શિક્ષણથી માનવીની જિંદગી બદલાઈ જાય છે જે મેં મારી જાતે અનુભવ કર્યો છે.' સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ જણાવ્યું હતું કે 'આજે ક્રિકેટ પ્રત્યે યુવાનોમાં વધારે ક્રેઝ જોવા મળે છે. ત્યારે આ ટૂર્નામેન્ટ યુવાનોની પ્રગતીમાં મહત્વની ભૂમિકા ભજવશે. આ સંસ્થાનો મુખ્ય હેતુ જ બાળકો અને યુવાનોનું ઘડતર કરવાનો છે.

આ પ્રસંગે પૂર્વ ક્રિકેટર સૈયદ કિરમાણી તથા મુનાફ પટેલે જણાવ્યું હતું કે ખરેખર આ ઈન્ટરનેશનલ કક્ષાનું એસ્ટ્રો ટર્ફ પીચ સહિતનું લશ-ગ્રીન ક્રિકેટ ગ્રાઉન્ડ છે. ગુરુકુલમાં જે યુવાન ક્રિકેટરો તૈયાર થઈ રહ્યા છે તેનો અમને આનંદ છે. તમે નીતિ અને ખેલદીલી પૂર્વક રમીને તમારું નામ કમાઓ સાથે સાથે ભારતનું ગૌરવ વધારો.

આ ટુર્નામેન્ટમાં ગુજરાતના વિવિધ જીલ્લાઓ ઉપરાંત રાજસ્થાન, મહારાષ્ટ્ર, ગોવા, મધ્યપ્રદેશ વગેરે રાજ્યોની ૧૭૬ ક્રિકેટ ટીમો સહીત ૩૦૦૦ ક્રિકેટરોએ ભાગ લીધો, જેમાં રણજી, કલકત્તા નાઈટ રાઈડર્સ , રોયલ ચેલેન્જર્સ બેંગલોર, ચેન્નાઈ સુપર કીંગ્સ, ડેકકન ચાર્જીસ, સૌરાષ્ટ્ર -રાજસ્થાન રણજી સહિતના પ્લેયરોએ ભાગ લીધો હતો. આ ટૂર્નામેન્ટના પ્લેટીનમ સ્પોન્સર તરીકે ધનસુખભાઈ તથા નીલેશભાઈ શિયાણી (HIMS International, Bhuj-Kutch) તથા ટૂર્નામેન્ટના સિલ્વર સ્પોન્સર તરીકે શ્રી ઘનશ્યામભાઈ પટેલ (SN Gift, A'bad)એ લાભ લીધો હતો.

## સંસ્કૃત પ્રશિક્ષણ શિબિર

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP)માં દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલય ખાતે તારીખ ૧ થી ૧૦ જૂન દરમિયાન અખિલભારતીય સંસ્કૃત પ્રશિક્ષણ શિબિરનું આયોજન કરવામાં આવ્યું હતું. આ શિબિરમાં રાજસ્થાન, ઉત્તરપ્રદેશ, પંજાબ, હરિયાણા, બંગાળ, કર્ણાટક, ઓરીસા વગેરે રાજ્યોના ૨૦૦ ઉપરાંત શિક્ષકોએ ભાગ લઈ તાલીમ મેળવી હતી. આ શિબિરનું આયોજન રાષ્ટ્રીય સંસ્કૃત સંસ્થાન-ન્યુ દીલ્હી દ્વારા કરવામાં આવ્યું હતું. આ શિબિરના તાલીમ વર્ગો દીલ્હીથી પધારેલા વાય. એસ. રમેશજી તથા દર્શનમ્‌ના પ્રધ્યાપક અર્જૂનાચાર્યજી, સુભાષભાઈ વસોયા, યોગેશભાઈ પંડ્યા, ચિન્તનભાઈ જોશી, ભગીરથભાઈ વગેરે પ્રધ્યાપકોએ લીધા હતા. તાલીમાર્થે પધારેલા સહુ શિક્ષકો SGVP કેમ્પસ તથા દર્શનમ્‌ની ઉત્કૃષ્ટ વ્યવસ્થા નિહાળી પ્રભાવિત થયા હતા.

## યુ.કે. સત્સંગ યાત્રા-૨૦૧૩

ભારતીય સંસ્કૃતિ, સંસ્કાર અને સત્સંગના અમર વારસાને વિશ્વમાં પ્રસરાવવાના મંગલ હેતુથી સતત વિચરણશીલ પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, સંત મંડળ સાથે યુ.કે.ની સત્સંગ યાત્રાએ પધાર્યા છે.

આ સત્સંગ યાત્રા દરમિયાન લંડન ઉપરાંત કાર્ડિફ, લેસ્ટર, બોલ્ટન, ઓલ્ડહામ, ઈસ્ટ લંડન, વુલ્વીચ જેવા યુ.કે.ના વિવિધ વિસ્તારોમાં વિચરણ કરીને સત્સંગનું પ્રવર્તન કરી રહ્યા છે. આ સત્સંગ યાત્રામાં પૂજ્ય સ્વામીજીની સાથે પૂ. રામસુખદાસજી સ્વામી, પૂ. ભક્તિવેદાંતદાસજી સ્વામી, પૂ. વેદાંતસ્વરુપદાસજી સ્વામી, પૂ. કુંજવિહારીદાસજી સ્વામી, પૂ. મુનિવત્સલદાસજી સ્વામી, પૂ. મુક્તસ્વરુપદાસજી સ્વામી, પૂ. શ્રુતિપ્રકાશદાસજી સ્વામી તથા પાર્ષદ ઘનશ્યામ ભગત જોડાયા છે.

**કાર્ડિફ :-** કાર્ડિફ ખાતે ત્રિદિનાત્મક સત્સંગ સભાનું આયોજન કરવામાં આવ્યું હતું. આ સભામાં SGVP ખાતે ઉજવાયેલા ચોદિશામાં સુવાસ પ્રસરાવનારા સદ્‌ગુરુવંદના મહોત્સવમાં સહયોગ દેનારા અનેક સહયોગીઓનું બહુમાન કરવામાં આવ્યું હતું અને મહોત્સવની સ્મૃતિ અર્પણ કરવામાં આવી હતી.

આ સભામાં પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ ટેલીફોનીક આશીર્વાદ પાઠવ્યા હતા. આ સભાના કાર્યક્રમને સફળ કરવા માટે શ્રી કચ્છી લેવા પટેલ સમાજના તમામ કાર્યકર્તા ભાઈ-બહેનોએ ખૂબ જ ઉત્સાહ પૂર્વક ભાગ લીધો હતો.

**લેસ્ટર :-** લેસ્ટરમાં નિવાસ કરનારા ભક્તજનોના ઘરે પધરામણી, મહાપૂજા અને સત્સંગ ઉપરાંત શુક્રવારના રોજ સંધ્યા સમયે હિંદુ સનાતન મંદિરમાં વિશેષ સત્સંગ સભાનું આયોજન કરવામાં આવ્યું હતું.

આ સભામાં સારી સંખ્યામાં ઉપસ્થિત ભક્તજનોને પ્રેરણાત્મક વચનો કહેતા પૂજ્ય સ્વામીજીએ જણાવ્યું હતું કે, ‘‘સર્વ હિંદુઓએ અમે વૈદિક સંસ્કૃતિના સંતાન છીએ એવું ગૌરવ ધારવું જોઈએ. નિત્ય શાસ્ત્રનો સ્વાધ્યાય અને ભગવાનના મંત્રનો જપ એ આપણા જીવનને આનંદથી ભરી દેશે. પોતાનું કલ્યાણ ઈચ્છતા માનવે સદ્‌ગુરુ સંગ અવશ્ય રાખવો જોઈએ.’’ આ સભાના કાર્યક્રમને સફળ બનાવવા માટે સનાતન મંદિરના અધ્યક્ષ શ્રી રમણભાઈ, શ્રી હરિભાઈ જેઠાભાઈ, શ્રી રોહિતભાઈ ત્રિવેદી, શ્રી યોગેશભાઈ ગાંધી, શ્રી હસમુખભાઈ વાઢેર તથા ગુરુકુલ પરિવારના ભક્તજનોએ ખૂબ જ સારો પ્રયાસ કર્યો હતો.

**બોલ્ટન :-** પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના વિચરણ સમયથી માંડીને અત્યાર સુધી અખંડ ગુરુકુલ સાથે સ્નેહ ધરાવનારા શ્રી કચ્છી લેવા પટેલ સમાજ-બોલ્ટનનાં ભાવિકોએ ત્રિદિનાત્મક સત્સંગ સભાનું આયોજન કર્યું હતું. જેમાં સંકીર્તન, સત્સંગ સભા, ઠાકરથાળી વગેરે આયોજનો કરવામાં આવ્યા હતા. આ પ્રસંગે શ્રી મનજીભાઈ શીયાણીનો જન્મદિન પણ ઉજવવામાં આવ્યો હતો.

ત્રિદિનાત્મક સત્સંગ સભામાં પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ કથાવાર્તા કરી હતી. પૂજ્ય સ્વામીજીએ ભક્તજનોને ભગવાન શ્રી સ્વામિનારાયણનો દિવ્ય મહિમા વર્ણવીને ભગવાનના શરણે ભરોસો રાખવાની ભલામણ કરી હતી.

**ઓલ્ડહામ :-** માન્ચેસ્ટર અને ઓલ્ડહામમાં નિવાસ કરતાં ભક્તજનોને સત્સંગનો લાભ મળે તેવા હેતુથી ભગવાન શ્રી રાધાકૃષ્ણદેવના મંદિરમાં સત્સંગ સભાનું આયોજન કરવામાં આવ્યું હતું. આ સત્સંગ સભામાં પૂજ્ય સ્વામીજીએ ભાવિકોને વૈદિક ઋષિમુનિઓની દિવ્ય વાણી અને ભારતીય શાસ્ત્રોની વિશાળ ભાવનાની મહત્તા સમજાવતા ‘‘સર્વે સુખિનઃ સન્તુ, સર્વે સન્તુ નિરામયાઃ, સર્વે ભદ્રાણિ પશ્યન્તુ, મા કશ્ચિત્ દુઃખભાગ્ભવેત્’’ મંત્રનું વિસ્તાર પૂર્વક વર્ણન કર્યું હતું.

**ઈસ્ટ લંડન :-** શ્રી કચ્છ સત્સંગ સ્વામિનારાયણ મંદિર - ઈસ્ટ લંડન મુકામે નિવાસ દરમિયાન મંદિરના ભાવિક ભાઈ-બહેનો તથા ગુરુકુલના ભૂતપુર્વ વિદ્યાર્થીઓએ ખૂબ જ પ્રેમપૂર્વક સત્સંગનો લાભ લીધો હતો.

નિત્ય સભામાં કથાવાર્તા ઉપરાંત ઠાકરથાળી, યુવા સત્સંગ સભા, ઠાકોરજીની પધરામણી, મહાપૂજા જેવા અનેક આયોજનોમાં ભક્તજનોએ ખૂબ જ ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો. વિવિધ પ્રકારના આયોજનોને સફળ કરવામાં મંદિરના પ્રમુખ શ્રી શામજીભાઈ વેકરીયા તથા કમિટિના સભ્યશ્રીઓ, ટ્રસ્ટીશ્રીઓ તથા નાના-મોટા યુવાનોએ ખૂબ જ ઉત્સાહ પૂર્વક ભાગ લીધો હતો.

**વિદુરનીતિ સપ્તાહ પારાયણ** :- લંડન સ્થિત શ્રી કચ્છ સત્સંગ સ્વામિનારાયણ મંદિર - કેન્ટન, હેરો ખાતે સપ્તદિનાત્મક 'વિદુરનીતિ' પારાયણનું આયોજન કરવામાં આવ્યું હતું. અ.નિ. માતુશ્રી રંજનાબેન હરીશ પ્રેમજી પીંડોરીઆ તથા અ.નિ. પ્રેમજીભાઈ કરશન પીંડોરીઆ તથા અ.નિ. કરશનભાઈ નારાણ પીંડોરીઆ તથા અ.નિ. રામબાઈ કરશન પીંડોરીઆના મોક્ષાર્થે સુપુત્ર ચિ. મેહુલ કુમાર, કુમારી ચિ. હર્શિતા, પ.ભ.શ્રી હરીશ પ્રેમજી પીંડોરીઆ તથા સમસ્ત પરિવારના યજમાનપદે ભગવાન શ્રી સ્વામિનારાયણે અષ્ટ સત્શાસ્ત્રોમાં જેમને ગણાવેલ છે એવા ધર્મશાસ્ત્ર તુલ્ય 'વિદુરનીતિ'ની સપ્તાહ પારાયણનું આયોજન કરવામાં આવેલ.

આ પારાયણ દરમ્યાન પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ વ્યાસાસન પર બિરાજીને વિદુરનીતિમાં દર્શાવેલા ધર્મોના અલૌકિક રહસ્યો જણાવ્યા હતા. આ કથાના આયોજનને સફળ બનાવવામાં યજમાનોની સાથે મંદિરના પ્રમુખ શ્રી વિશ્રામભાઈ, કમિટિના સભ્યશ્રીઓ, ટ્રસ્ટીશ્રીઓ તથા અનેક ભાઈ-બહેનોએ ખૂબ જ સારો સહયોગ આપ્યો હતો.

**સેન્ટ લુક્સ હોસ્પીસ'ની મુલાકાતે** :- પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી લંડન, કેન્ટન વિસ્તારમાં આવેલ 'સેન્ટ લુક્સ હોસ્પીસ'ની મુલાકાતે પધારતા સેન્ટરના ડાયરેકટર શ્રી ડૉ. માઈક કોનાર્ડ તથા ટ્રસ્ટી શ્રી રમેશભાઈ વેલજી ભંડેરીએ સ્વામીશ્રીનું સ્વાગત કર્યું હતું. ડૉ. માઈકે આ સેન્ટરનો પરીચય આપતા જણાવ્યું હતું કે, કેન્સર વગેરે જીવલેણ રોગથી ગ્રસ્ત લોકોને જ્યારે ડૉક્ટરો રજા આપી દે છે તેવા દર્દીઓ પોતાના અંતિમ દિવસો શાંત અને રમણીય વાતાવરણમાં પસાર કરી શકે તે માટે આ સેન્ટર સેવા બજાવી રહ્યું છે. આ સેન્ટર જાહેર જનતાના દાનથી ચાલે છે.

મૂળ રામપર વેકરાના અને કચ્છી સમાજના અગ્રણી શ્રી રમેશભાઈ ભંડેરી તથા શ્રીમતિ અંજનાબેન દિપક વેકરીયા(દેવશી ધનજી વેકરીયા પરિવાર-નાઈરોબી), મનિષા હિરાણી વગેરે અનેક ભારતીય ભાઈ-બહેનો આ સેન્ટરમાં સ્વયંસેવક તરીકે સેવા આપી રહ્યા છે. શ્રી કચ્છ સત્સંગ સ્વામિનારાયણ મંદિર તરફથી પણ આ કેન્દ્રને અવારનવાર સહકાર આપવામાં આવે છે.

પૂ. સ્વામીશ્રીની પ્રેરણાથી યુ.કે. સ્થિત શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવારવતી આ કેન્દ્રને રૂા. ૫૧,૦૦૦નું યોગદાન આપવામાં આવ્યું હતું અને પૂ. સ્વામીશ્રીએ આવા પવિત્ર સેન્ટરમાં સેવા આપનારા ભાઈ-બહેનોને બિરદાવ્યા હતા. અહીં થતી માનવ સેવાને જોઈને પ્રસન્નતા વ્યક્ત કરતાં સ્વામીજીએ જણાવ્યું હતું કે, ''મરવાનું તો સર્વેને છે, પરંતુ અહીંયા જે રીતે મૃત્યુની પળોને સંતોષ અને શાંતિમય બનાવવામાં આવી છે તે જોઈને સંતોષ થાય છે.''

## ગૌચર સુધારણા અભિયાન પ્રારંભ

તારીખ ૨૭ જૂનના રોજ ગુજરાત સરકાર ગૌચર વિકાસ બોર્ડ અને શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ છારોડી એસજીવીપીના સહયોગ અને ઉપક્રમે અમરેલી જિલ્લાના દહીંડા ગામે પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા ગૌસેવાના અધ્યક્ષ શ્રી વલ્લભભાઇ કથીરિયાની ઉપસ્થિતિમાં ગૌચર સુધારણા અભિયાનનો શુભારંભ થયો હતો. આ પ્રસંગે દહીડા, રાંઢિયા, આંકડિયા, વડેરા, પીપલગ, લુણીધાર, કાઠ્યમા, રીકડીયા વગેરે ગામોમાંથી મોટી સંખ્યામાં ભાઇઓ ઉપસ્થિત રહ્યા હતા. આ પ્રસંગે શ્રી વલ્લભભાઇ કથિરીયાએ ગૌચર સુધારણા માટે સરકારશ્રી દ્વારા અપાતા અનુદાનની વિગતથી વાત કરી હતી તેમજ ગૌમાતાનું મહત્ત્વ સમજાવ્યું હતું. પૂજ્ય સ્વામીજીએ જણાવ્યું હતું કે 'સરકારશ્રી દ્વારા ગૌચર સુધારણા અભિયાનમાં અપાતા અનુદાન યોજનાનો લાભ ગામડે ગામડે વધારેમાં વધારે લેવાય એ ખાસ જરુરી છે.આ અભિયાનનો પ્રારંભ નાના એવા દહીંડા ગામથી થઇ રહ્યો છે તેનો અમને આનંદ છે.'

## સત્સંગ સાધના શિબિર - ઋષિકેશ

### તા. ૭/૧૧/૧૩ થી તા. ૧૩/૧૧/૧૩

નગાધિરાજ હિમાલયની પવિત્ર ગોદમાં તથા પાવનકારી ગંગાજીના પવિત્ર તટે સદ્‌ગુરુ સંતો તથા વિશાળ ભક્ત સમુદાયમાં પ્રગટેલા દિવ્યતા સભર વાતાવરણમાં સત્સંગ સાથે આરોગ્ય અને અધ્યાત્મની નૂતન ચેતનાનો દિવ્ય સંચાર... નૂતન વર્ષના નવલા દિવસોમાં ભક્તિસભર માહોલમાં દિવ્યતાની અનુભૂતિ...

**-: વિશેષ માહિતી માટે સંપર્ક :-**

પૂજ્ય શ્રી ભક્તવત્સલદાસજી સ્વામી : ૯૮૭૯૦૦૦૯૫૪, પૂજ્ય શ્રી ભક્તિવેદાંતદાસજી સ્વામી : ૯૮૨૫૩૧૫૦૩૦, પૂજ્ય શ્રી મુક્તસ્વરૂપદાસજી સ્વામી : ૯૦૯૯૦૯૨૫૫૬, પૂજ્ય શ્રી ધર્મનંદનદાસજી સ્વામી : ૯૮૨૫૧૩૦૭૬૫

**નોંધ :-** શિબિરમાં જોડાવા ઈચ્છતા ભક્તજનોએ ફોર્મ ભરવા આવશ્યક છે.

## શ્રદ્ધા સુમન

**અ. નિ. પ. પૂ. શ્રી નિર્લેપજીવનદાસજી સ્વામી :-**

રાજકોટ ગુરુકુલમાં રહી સેવા કરતા પ. પૂ. શ્રી નિર્લેપજીવનદાસજી સ્વામી અક્ષરવાસી થયા છે. પૂજ્ય નિર્લેપ સ્વામી રાજકોટ ગુરુકુલમાં વર્ષોથી સત્સંગ મંડળની સેવા બજાવતા હતા. નિર્લેપ સ્વામીએ પૂજ્ય જોગી સ્વામીની ખૂબ જ સેવા કરી રાજીપો મેળવ્યો હતો. પૂજ્ય નિર્લેપ સ્વામીના અક્ષરવાસથી ગુરુકુલને એક સેવકસંતની ખૂબ જ મોટી ખોટ પડી છે. ભગવાન શ્રીહરિ એમના આત્માને પોતાનું અખંડ સુખ આપે તેવી પ્રાર્થના.

**અ. નિ. શ્રી કલ્યાણભાઇ કરશનભાઇ શેલડીયા :-**

ગામ રૂગનાથપુર નિવાસી શ્રી કલ્યાણભાઈ શેલડીયા તારીખ ૧૯ મેના રોજ ૮૯ વર્ષની ઉંમરે ભગવાનનું ભજન કરતા થકા અક્ષરવાસી છે. કલ્યાણભાઈ ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ, જોગી સ્વામી, હરિપ્રસાદ સ્વામી વગેરે સંતોના કૃપાપાત્ર હતા તથા આખો પરિવાર ખૂબ જ સારો સત્સંગ રાખે છે. કલ્યાણભાઈના પવિત્ર આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા વિપુલભાઈ, નિલેશભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**અ. નિ. શ્રી પાર્વતીબેન ઠાકરશીભાઇ ઘડુક :-**

ગામ નાકરી નિવાસી તથા ગુરુકુલના અનન્ય સેવક અમેરીકા નિવાસી ડો. વિજયભાઈ ઘડુકના માતુશ્રી પાર્વતીબેન ઘડુક ૭૫ વર્ષની ઉંમરે ભગવાનનું ભજન કરતા થકા અક્ષરધામ સીધાવ્યા છે. આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા ઠાકરશીભાઈ, અરવિંદભાઈ કેતનભાઈ, બ્રિજેશભાઈ, વિજયભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

## આગામી આયોજન

| | |
|---|---|
| **૦૩/૦૭/૧૩** | **યોગીની એકાદશી**, બુધવાર, કિર્તનભક્તિ સાંજે ૮:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ. |
| **૧૦/૦૭/૧૩** | **રથયાત્રા મહોત્સવ તથા ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ પ્રાગટ્ય તિથિ**, બુધવાર<br>રથયાત્રાનો રુટ :- સાંજે ૩ કલાકે ગુરુકુલથી નિકળી સુભાષ ચોક, વિશ્રામ નગર, સન એન્ડ સ્ટેપ કલબ, ભુયંગદેવ, સ્વામિનારાયણ બાગ, વિવેકાનંદ ચોક, મેમનગર ગામ, માનવ મંદિરથી ગુરુકુલ પધારશે. |
| **૧૭/૦૭/૧૩** | **શ્રીહરિ જયંતિ**, બુધવાર, સવારે ૦૬:૩૦ કલાકે રાજોપચાર પૂજન તથા<br>શ્રી નીલકંઠવર્ણીનો પયોભિષેક, મેમનગર ગુરુકુલ. |
| **૧૯/૦૭/૧૩** | **દેવશયની એકાદશી**, શુક્રવાર, ચાતુર્માસ પ્રારંભ, વિશેષ ભજનના નિયમ લેવા<br>કિર્તનભક્તિ સાંજે ૮:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ. |
| **૨૨/૦૭/૧૩** | **ગુરુપૂર્ણિમા મહોત્સવ**, સોમવાર<br>શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ છારોડી, સાંજે ૪ થી ૮ કલાકે |

પૂજ્ય સ્વામીજી સાથે બોલ્ટનના હરિભક્તો

પૂજ્ય સ્વામીજી સાથે ઈસ્ટ લંડનના હરિભક્તો

વક્તાશ્રી સાથે કથાના યજમાનશ્રીઓ- હેરો

કથા શ્રવણ કરતા ભક્તજનો- હેરો

સત્સંગ સભામાં ઉપસ્થિત ભક્તજનો - કાર્ડીફ

સેન્ટ લુક્સ હોસ્પીટલની મુલાકાતે પૂજ્ય સ્વામીજી

SGVP ક્રીકેટ ગ્રાઉન્ડનું નયનરમ્ય દ્રશ્ય

પૂજ્ય સ્વામીજી સાથે ભૂજની HIMS ક્રીકેટ ટીમ

"GURUKUL DARSHAN" RNI NO. GUJGUJ/2009/28937 Date of publication is 25th of every month and Permitted to post at A'bad, PSO on 25th of every month. Registered under Postal Regd. No. GAMC1468/2013-2015, Valid up to 31-12-2015 issued by SSP A'bad-9. License to post without Prepayment No. CPMG/GJ/112/2013 valid up to 30-06-2014.

GPL-3 ના સમાપન સમારોહમાં ઉપસ્થિત પૂજ્ય બાલકૃષ્ણદાસજી સ્વામી, મુનાફ પટેલ, સૈયદ કિરમાણી, વિશ્રામભાઈ પટેલ, ભરતભાઈ ઝવેરી વગેરે મહાનુભાવો

GPL-3 માં લેધર બૉલ મેચ વિજેતા ટીમ - મહેસાણા

GPL-3 માં ટેનીસ બૉલ મેચ વિજેતા ટીમ - ગાંધીનગર

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) અમદાવાદને આંગણે
પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના સાનિધ્યમાં

# ગુરુપૂર્ણિમા મહોત્સવ

તારીખ : ૨૨ જુલાઇ, ૨૦૧૩
સમય : સાંજે ૪:૦૦ થી ૮:૦૦

આ પાવનકારી મહોત્સવમાં ગુણાતીત જ્યોતને પ્રગટાવનારા પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ, પૂજ્ય પુરાણી શ્રી પ્રેમપ્રકાશદાસજી સ્વામી, પૂજ્યપાદ શ્રી જોગીસ્વામી તથા સદ્ગુરુ સંતોનું પૂજન કરી ધન્યભાગી બનીએ.